# અમદાવાદ જીલ્લાની ભૂગોળ.

પ્રસિદ્ધ કરનાર,

મો. ન. જે. અને કંપની.



આવૃત્તિ પહેલી



અમદાવાદ- યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૫૧ સને ૧૮૯૫

કિંમત નવ પાઈ.

# સુચના.

પ્રથમ પોતાના ગામની હકીકત જેવી કે ગામમાં કઇ કઇ જાતના લોકો વસે છે, ક્યાં ઠેકાણું જોવા લાયક છે, શાની નીપજ થાય છે, વસ્તી કેટલી છે. વિગરે જાણવા જોગ હકીકત શીખવવી; અને એવીજ રીતે પોતાના તાલુકાના ગામોની મોટી મોટી હકીકત શીખવવી; બાદ બીજા તાલુકાઓની હકીકત શીખવી આખા જીલ્લાનું જ્ઞાન કરાવવું ( આપવું ) અને છેવટે આ પુસ્તકમાં જીલ્લાની પરચુરણ હકીકત આપી છે તે નકશા સાથે શીખવી પાકી કરાવવી.

# અમદાવાદ જીલ્લાની ભૂગોળ.




જે દિશામાં સૂરજ ઉગે છે તેને પુર્વ કે ઉગમણી દિશા કહે છે. જે દિશામાં સૂરજ આથમે છે, તેને પશ્ચિમ કે આથમણી દિશા કહે છે. પૂર્વ દિશાભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તર દિશા, ને જમણા હાથ તરફ દક્ષિણ દિશા આવે.

### નકશાની દિશાઓ ઓળખવાની રીત.

નકશા સામા મોં કરીને ઉભા રહીએ તો માથા તરફ ઉત્તર દિશા ને પગ તરફ દક્ષિણ દિશા જમણા હાથ તરફ પૂર્વ દિશા અને ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા આવે.

ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેનો વાયવ્ય ખુણો.

ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ઈશાન ખુણો.

દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો નૈરૂત્ય ખૂણો.
દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો અગ્નિ ખૂણો.

**વાખ્યાઓ.**

માણસ, ઝાડ, પ્રાણી વિગરેનો આકાર કાગળ ઉપર કાઢેલો હોય છે તેને ચિત્ર કે છબી કહે છે તેમ જમીન, પાણી કે પર્વતનો આકાર કાઢેલો હોય તેને નકશો કહે છે.

**ગામ**—ઘણા ઘરનો જથ્થો હોય, એવા ઠેકાણાને ગામ કહેછે.

**કસ્બો**—જે ગામમાં મુસલમાનની વસ્તી હોય તેને કસ્બો કહે છે.

**શહેર**—ઘણી વસ્તી વાળું ગામ, જેમાં વેપારી વધારે વસતા હોય, વેપાર વધારે ચાલતો હોય અને મોટાં બજાર હોય તેને શહેર કહે છે.

**બંદર**—નદી કે દરિયા કિનારે આવેલું વેપારનું શહેર જ્યાં વહાણથી માલ ચઢતો ઉતરતો હોય, તેને બંદર કહેછે.

**તાલુકો**—મામલતદારના તાબાનાં ઘણાં ગામના જથ્થાને તાલુકો કહેછે.

**મહાલ**—ઘણાજ નાના તાલુકાને મહાલ કહેછે ને તેના ઉપર દેખરેખ રાખનાર રેવન્યુ અમલદારને મહાલકારી કહેછે.

**જીલ્લો**—એક કલેકટરના તાબાનો ખાલસા મુલક, જેમાં ઘણા તાલુકા આવેલા હોય તેને જીલ્લો કહેછે.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત અગર શરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી અગર સમુદ્રને મળે છે તેને નદી કહેછે.

**સંગમ**—એક નદી બીજી નદીને જે જગાએ મળેછે તેને સંગમ કહે છે.

**વહેળો**—ચોમાસાની અંદર કેટલાક ઠેકાણાનું પાણી એકઠું થઈ ઢળતી જમીનમાં વહે તેને વહેળો કહેછે.

**તળાવ**—પાણીના જે ભાગની ચારે તરફ જમીન હોય તેને તળાવ કહેછે.

**સરોવર**—મોટા તળાવને સરોવર કહેછે.

**અખાત**—સમુદ્રનો ફાંટો લાંબો થઇને જમીન ઉપર ગએલો હોય તેને અખાત કહેછે.

**ડુંગર**—જમીન ઉપરના મોટા ટેકરા જે લાંબા ગએલા હોય તેને ડુંગર કહેછે.

**ખાડી**—સમુદ્રને મળતા અગાઉ ભરતીનું પાણી માંહે આવે એવું પહોળું નદીનું મુખ હોય તે.

## જીલ્લાની વિશેષ હકીકત.

**સિમા**—ઉત્તરે ગાયકવાડનો મુલક, પૂર્વે ખેડા જીલ્લો, ખંભાતનું સંસ્થાન અને ખંભાતનો અખાત, દક્ષિણે અને પશ્ચિમે કાઠિયાવાડ

**વસ્તી**—૯૨૧૭૧૨ માણસની છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગર, તમાકુ, શેરડી, આદુ, ગળી, તલ દિવેલીની પેદાશ છે. તેમાં રૂ અને અનાજ મુંબઈ ખાતે મોકલવામાં આવેછે. તેમજ રેશમી કાપડ, સુતરાઉ કાપડ, ને કસબ વગેરે પુષ્કળ દેશાવર ખાતે જાયછે.

**સૌથી મોટી નદી**—સાબરમતી.

**મુખ્ય શહેર**—અમદાવાદ.

**મુખ્ય અખાત**—ખંભાત.

૧ આ પુસ્તકમાં નિચે પ્રમાણે જીલ્લાના તાલુકાઓનું વર્ણન આપેલું છે.

૧ પ્રાંતીજ ( મોડાસા ) ૨ વિરમગામ, ૩ સાણંદ, ૪ દસક્રોઈ, ૫ ધોળકા, ૬ ધંધુકા ને ૭ ઘોઘા.

## પ્રાંતીજ તાલુકો.

**સિમા**—ઉત્તરે, પૂર્વે અને દક્ષિણે મહિકાંઠા એજન્સિ અને પશ્ચીમે સાબરમતી નદીછે.

.ગ—બે છે (૧) પ્રાંતીજ. (૨) મોડાસા.

**મુખ્ય નદીઓ**—સાબરમતી, હાથમતી, વાત્રક, માજુમ, મેશ્વો ને ખારી.

**ટપાલ ઑફિસો**—પ્રાંતીજ, અમદનગર, હરસોલ, દેહલોલ, મોહનપુર, ઓરાન, વરસોડા, મોડાસા ને ટીંટોઇ

**જાત્રાનુંઠેકાણું**—ઘડી.

**મુખ્યગામ**—પ્રાંતીજ, હરસોલ, ઓરાણ, સોનાસણ, ધણકણ, બાલીસણા, ખેરોલ, ઘડી, પુંસરી વિગેરે.

મોડાસામાં મુખ્ય ગામ—મોડાસા, ધનસુરા, દેંગાઇ, સાયરા, સાકરીઆ, ગાબટ, ઓઈલા, વિગેરે.

**પ્રાંતીજ**—કસ્બો કહેવાય છે એમાં મ્યુનિસિપાલીટી છે. એની વસ્તી ૮૭૭૬ માણસની છે. તેમાં મામલતદારની ને ફોજદારની કચેરી; દવાખાનું; ઇંગ્રેજી ગૂજરાતી નિશાળો તથા કન્યાશાળા છે. ત્યાં બોખનામે તળાવ જોવા લાયક છે, તેમાં કમળ થાયછે. ત્યાં સાબુનાં કારખાનાં તથા એક પુસ્તકશાળા ( લૈબ્રેરી ) છે. મેશ્વો નદી ઉપર પુલ બાંધેલો છે. હરસોલમાં કાંપ હતો તે સરકારે ઉઠાવી લીધોછે.

**મોડાસા**—એ પ્રાંતીજ તાલુકાનો પેટા તાલુકો છે એમાં મહાલકારીની કચેરી છે ત્યાં મ્યુનિસિપાલેટી છે. તેની વસ્તી ૬૯૬૫ માણસની છે. સરકારી ગૂજરાતી નિશાળ કન્યાશાળા તથા દવાખાનું છે તેમાં હાલમાં ડુંગરા તથા જંગલો ઘણાંછે. તથા સાગ ને બીજાં ઝાડો પુષ્કળ છે.

**તાલુકાના મુખ્ય ભાગની પેદાશ**—બાજરી, કઠોળ, ડાંગર, ચણા, કપાસ, વરીઆળી વિગરે.

## વિરમગામ.

**સિમા**—ઉત્તરે ગાયકવાડનો મુલક, તથા પાલણપુર સંસ્થાન, પૂર્વે સાણંદ તાલુકો ને કડી પરગણુ. દક્ષિણે ધોળકા તાલુકો તથા નળ સરોવર પશ્ચિમે કચ્છનું રણ તથા કાઠિયાવાડ.

**મુખ્ય ગામ**—વિરમગામ, પાટડી, માંડલ, દેત્રોજ, ઓગાણ, ગોરૈયા, રામપુરા, સિતાપુર વિગેરે.

**તળાવ**-વિરમગામમાં ગગાસર અને મુનસર એ બે તળાવછે અને માંડળ તથા ગોરૈઆ પાસે ખારા પાણીના વહેળા છે.

**ટપાલ ઓફિસ**—વિરમગામ, માંડળ, દેત્રોજ, સીતાપુર, ગોરૈઆ, ઓગાણ, પાટડી, ખારાઘોડા ને રામપુરા.

**જાત્રાનું ઠેકાણું**—બહુચરાજી, ભોયણી.

**રેલવે સ્ટેશન**—વિરમગામ, પાટડી, દેત્રોજ, જખવાડા.

આ તાલુકામાં ખારાઘોડામા વરાગડુ મીઠું પાકે છે.

**માંડળ**=એમા મ્યુનીસિપાલેટી છે એની વસ્તી ૭૦૩૦ માણસનીછે. એમાં સરકારી ગુજરાતી નિશાળ ને કન્યાશાળા છે રૂનો વેપાર સારો ચાલે છે એની પાસે ખારા પાણીના વહેળા છે.

**પાટડી**—એ દરબારી ગામ છે. ત્યાંના તાલુકદારને દેશાઇ કહે છે. એ તાલુકાના તાબાના ખારાઘોડા નામે ગામમાં વરાગડુ મીઠું પાકેછે.

**વિરમગામ**—એ વિરમગામ તાલુકાનું મુખ્ય શહેર છે એમાં મ્યુનિસિપાલેટી છે. એની વસ્તી ૨૩૨૦૯ માણસની છે આ ગામના દરજી ઘણા સારા કારીગર છે તેઓ રૂના ડગલા, પંખા, સુજની વિગેરે સારાં બનાવેછે એમાં સુતર કાંતવાના તથા કપાસ લોઢવાના વરાળથી ચાલતા સાંચા છે. એમાં મુનસર ને ગગાસર એ બે મોટાં તળાવ છે. એમાં મામલતદારની તથા સબજજજની કચેરીઓ તથા દવાખાનું અને સરકારી ગુજરાતી નિશાળો તથા કન્યાશાળા છે તથા

દવાખાનું છે. ગામ બહાર નજદિકમાં મુસાફરી બંગલો છે.

**પેદાશ**—કપાસ, બાજરી, કઠોળ, ઘઉં વિગેરે.

## સાણંદ તાલુકો

**સીમા**—ઉત્તરે ગાયકવાડનું કડી પરગણું. પૂર્વે દસક્રોઇ તાલુકો, દક્ષિણે ધોળકા તાલુકો અને પશ્ચિમે વિરમગામ તાલુકો.

**નદીઓ**—સાબરમતી, રોડ.

**મુખ્ય ગામ**—સાણંદ, સરખેજ, ગોધાવી, ચોરવડોદરા, કાસિંદ્રા, વિસલપુર, મોડાસર, ને ભાત, કલાર, રેથલ, ઝાંપ, ચેખલા, દદુકા, ઘુમા આગોદર, મનીપુર, છારોડી, આંબલી બીબાજ ને નિધ્રાડ.

**ટપાલ ઓફિસો**—સાણંદ, સરખેજ, ગોધાવી, કાસિંદ્રા ને વિસલપુર.

**રેલવે સ્ટેશન**—સાણંદ, છારોડી આંબલીરોડ

**જાત્રાનું ઠેકાણું**—સરખેજનો રોજો, અંતરેશ્વર મહાદેવ.

તાલુકાનાં મોટાં ગામની જાણવા જોગ હકીકત—ગામ જ એ સાણંદ તાલુકાનું ગામ છે ત્યાંનો રોજો અને તળાવ જોવા લાયક છે.

કાસિંદ્રા—એ સાબરમતીના કિનારાપર છે ને ત્યાંનો ગોળ વખાણાય છે

નિધ્રાડ—એના વરખથી ત્યાંનો કપાસ લેવાતા ગયો છે.

મોડાસર—એ સાણંદ તાલુકાનું ગામ છે ત્યાં અંતરેશ્વર મહાદેવ તથા બબુગંગા નામે તળાવ છે ત્યાં દર વેનો પુનમે મેળો ભરાય છે

સાણંદ—એમાં મ્યુનિસિપાલીટી છે એમાં વસ્તી ૭૭૮૫ માણસની છે એમાં મામલતદારની કચેરી, સરકારી ગૂજરાતી તથા અંગ્રેજી નિશાળ કન્યાશાળા ને દવાખાનું છે એમાં કપાસ લોઢવાનું જીન છે. આ ગામની તમાકુ વખાણાય છે ગામનો ઘણો ખરો ભાગ કોડ

દરબારને તાબે છે તેથી તેમની ત્યાં ગાદી છે.

**પેદાશ**—ડાંગર, ઘઉં, બાજરી, તમાકુ જાર વિગેરે.

## દસક્રોઇ તાલુકો.

**સિમા**—ઉત્તરે ગાયકવાડનું કડી પરગણું, પૂર્વે ગાયકવાડનું દેહેગામ પરગણું તથા બવીસી જીલ્લો, દક્ષિણે ધોળકા તાલુકો તથા ખેડા જીલ્લો ને પશ્ચિમે સાણંદ તાલુકો.

**નદીઓ**—સાબરમતી, ખારી, મેશ્વો.

**તળાવ**—કાંકરીયું ચંડોળા અને મલેકસાબા.

**રેલવ સ્ટેશન**—અમદાવાદ, સાબરમતી અને બારેજડી.

**મુખ્ય ગામ**—અમદાવાદ, ઉવારસદ, વટવા, કુદા નરોડા, જેતલપુર, બારેજા, અસલાલી, ગોમતીપુર અસારવા, વલાદ, વહેલાલ, રાયપુર. કણભા, ભુવાલડી, હીરાપુર વિગેરે.

**ટપાલ ઑફિસો**—અમદાવાદ. (માણેકચોક દીલ્લીગેટ, રેલવે સ્ટેશન, સરસપુર) અમદાવાદ કેમ્પ, ઉવારસદ, કુદા, નરોડા, જેતલપુર, બારેજા વહેલાલ, ગોમતીપુર, અસલાલી, પાલડી

**જાત્રાનાં ઠેકાણાં**—શાહઆલમનો રોજો. નરોડા.

દસક્રોઇ તાલુકામાં અડાલજની વાવ તથા વટવાને પીરાણાના રોજા જોવા લાયક છે.

**અમદાવાદ**:—એ ઈ. સ. ૧૪૧૨મા અમદશા બાદશાહે વસાવેલું સાબરમતીના મોહા ઉપર છે. એ અમદાવાદ જીલ્લાની તથા આખા ગુજરાતની રાજધાની છે. એમાં મ્યુનિસિપાલેટી છે તેમાં ૧૪૮૪૧૨ માણસની વસ્તી છે તેમાં વેપાર સારો ચાલે છે કિનખાબ, મશરૂ. અતલસ ને રેશમી દોરના ગોતીયાં, વાસણ બનાવવાના, રંગવાના, લોટ દળવાના, વણવાના ને કપાસ લોઢવાના વરાળથી ચાલતા સાંચા છે જુમામસીદ, રાણીનો હજીરો, પ્રાર્થના સમાજ, સાહીબાગ, શાહઆલમનો રોજો,

હઠીભાઇની વાડી તથા દેવળ, સ્વામીનારાયણનું મંદીર, મેઇલ અને ફીમેલટ્રેનીંગ કોલેજો, મીશન હાઇસ્કુલ, હાઈસ્કુલ, ભદ્ર, ત્રણ દરવાજા મ્યુનિસિપાલીટીનો રીપન હોલ, નગીનાવાડી, દાદાહરીની વાવ, માતર ભવાનીની વાવ, નીલકંઠ મહાદેવ, વોટરવર્કસ, મીઠાના અગર, યુવાન બાળકોને ભણવાને પાઠશાળાઓ, એલીસબ્રીજ વિગરે ઘણી જ જોવા લાયક જગાઓ છે. અત્રે વૈદક સબંધી જ્ઞાન આપવાને પણ અત્રેની સીવીલ હોસપીટલમાં રહેતા અમલદારની દેખરેખ નીચે એક સ્કુલ ઉઘાડેલી છે આ શહેરમા શ્રાવણ માસમા દર સોમવારે મેળો ભરાય છે. ને કારતક શુદ ૧ ( પડવે ) ને દીવસે નરસઇજીનો મોટો મેળો ભરાય છે.

તેમાં કલેક્ટર, જજ્જ, રેવન્યુ કમીશનર, ઇજનેર, કેળવણી ખાતાના ઇન્સપેક્ટર, સિટિ પોલીસ ઇન્સપેક્ટર વિગરે સરકારી અમલદારોની મોટી ઓફીસો છે તથા દવાખાના છે ને ફીમેલ ડીસપેનસરી પણ ઉઘાડવામાં આવી છે

**પેદાશ**—ઘઉં, બાજરી, ડાંગર, કપાસ, તમાકુ, કઠોળ, ગળી, શેરડી વિગરે.

## ધોળકા.

**સિમા**—ઉત્તરે સાણંદ તાલુકો પૂર્વે ખેડા જીલ્લો દક્ષિણે ધંધુકા તાલુકો અને પશ્ચિમે નળ સરોવર તથા કાઠિયાવાડ.

**નદીઓ**—સાબરમતી, ભોગાવો, રોડ અને ઓકાર.

**સરોવર**—નળ

**ટપાલ ઑફિસો**—બાવળા, ધોળકા, ચલોડા, કોઠ, ગાંગડ,

**જાત્રાનાં ઠેકાણાં**—વૈઠા, એ સાબરમતી ને વાત્રકના સંગમ ઉપર નાનું ગામ છે. ત્યા દર કારતકી પૂનમે મેળો ભરાય છે. ઘણે છેટેથી માણસો ત્યાં ન્હાવા જાય છે.

તે સિવાય દેવપોલેરા, કેસરડી, ચંડીસર, ધીંગડા, ગોધનેશ્વર મહાદેવ વિગરે ઠેકાણે પણ મેળા ભરાય છે.

**મુખ્યગામ**=ધોળકા, બરવાળા, ચલોડા,બદરખા, કોઠ, ગાંગડ, વાસણાકેળીઆ, સરોડા, આંબલીઆળા, ત્રાસદ આંબારેલી, ઉતેલીઆ, ભોલાદ, સીમેજ, કોકા, વટામણ–વારણા વિગેરે.

### ટીપ.

**ધોળકા**——એને વૈરાટ નગર કહે છે. પાંડવો એક વર્ષ લાં છૂપે વેશે રહ્યા હતા હાલમા તેમાં પાડવની ભાગી ગએલી નિશાળ છે. આ તાલુકાના પશ્ચિમ ભાગને નળકાઠો ને દક્ષિણ ભાગને ભાલ કહે છે. નળકાંઠામાં ડાગર અને ભાલમા ઘઉં સારા થાયછે. આ તાલુકાના બાવળા ગામમાં બે કપાસ લોઢવાના કારખાનાં છે. આ તાલુકામા આવેલી ઓકાર નદી ઉપર પૂલ બાધેલો છે. તેમાં મ્યુનિસિપાલેટી છે એની વસ્તી ૧૬૪૪૪ જનનીછે એમાં મામલતદાર ને સબજજની કોર્ટો છે તથા ઇંગ્રેજી સરકારી ગુ. નિશાળો કન્યાશાળા તથા દવાખાનુ છે ત્યાંનું મલાવ ન મે તલાવ જોવા લાયક છે. તેમાં અર્ધ સુધી પૂલ બાધેલોછે ને વચ્ચે બગલોછે એ તલાવ પાટણના મહારાજા સિદ્ધરાજ જેસિંગની મા મીનળદેવીએ બંધાવેલું છે. આ ગામ જેટલું નાણુછે તેટલું પોળું નથી. ત્યાની હવા સારી નથી. ચોમાસામા ઘણુંજ લોક માંદા પડે છે વરિત દિવસે દિવસે ઓછી થતી થાય છે. ત્યાના કેળાં, ડાઢમ ને સુઠ વખણાય છે.

**પેદાશ**—ઘઉં, ડાગર કપાસ, જાર, આદુ વિગરે.

### ધંધુકા.

**સિમા**—ઉત્તરે ધોળકા તાલુકો તથા કાઠિયાવાડ પૂર્વે ખંભાતનો અખાત. દક્ષિણે ઘોઘા તાલુકો ને પશ્ચિમે કાઠિયાવાડ.

**નદીઓ**—ભાદર. ગોમા, નીલકા ને ઉતાવળી.

**મુખ્યગામ**—ધંધુકા, ધોલેરા, બરવાળા, રાણપુર, અડવાલ, ખસ, ગાફ, વાગડ, રોજકા, ભડિયાદ, પોલારપુર, પીપળી, કુંદરા, તગડી, રોજીદ, સારંગપુર.

બંદર ધોલેરા

ખાડી—ધોલેરા અને બાવલીઆરી.

**રેલવે સ્ટેશન**—રાણપુર.

**ટપાલઑફીસો**—ધંધુકા, ધોલેરા, રાણપુર, બરવાળા, અડવાલ, પોલારપુર, ગાફ ને પીપળી

**જાત્રાનું ઠેકાણું**—ભીમનાથ. આ ગામ નીલકા નદી ઉપર આવી રહેલું છે. જ્યાં દર શ્રાવણ વદ અમાસે મેળો ભરાય છે. ત્યાંનો મહંત દરેક બ્રાહ્મણને પા રૂપિઆ દક્ષિણા આપે છે તેથી હજારો બ્રાહ્મણો ત્યાં એકઠા થાય છે

**ટીપ-ધંધુકા**—એમાં મ્યુનિસિપાલેટી છે એની વસ્તી ૯૫૭૩ માણસની છે એમાં મામલતદારની તથા સબજડજની કોર્ટ છે. ઇંગ્રેજી ગૂજરાતી નિશાળો તથા કન્યાશાળા ને ત્યાં દવાખાનું પણ છે આ તાલુકાના ગાફ ગામના ધણીયું મહુ પ કે છે અને તે તલુકદારી ગામ છે. આ તાલુકામાં ભીમનાથ બરવાળા, સારંગપુર ને તગડી એમાં મેળા ભરાય છે આ તાલુકામાં પીપળી ધોલેરા તથા ધંધુકામાં કપાસ લોઢવાના કારખાના છે

**ધોલેરા**—એ ધંધુકા તાલુકાની પૂરમાં બંદર છે તે બંદરથી પહેલાં ૨ તથા ત્રીજે માલ પરદેશ મોકલાતા હતો હાલ ધોલેરાની ખાડી પુરી જવાથી બે ચાર ગાઉ ટેથી માલ ચઢાવવા ઉતારવામાં આવે છે તેથી હાલ વેપાર નરમો પડી ગયો છે તેમાં મ્યુનિસિપાલેટી છે. એની વસ્તી ૧૦૦૯૮ માણસની છે. એમાં થાણદારની કચેરી, સરકારી, ઇંગ્રેજી નિશાળો, કન્યાશાળા તથા દવાખાનું છે ત્યાં પાણીની ઘણીજ તંગાસ છે.

**પેદાશ**—ઘઉં, કપાસ વિગેરે

**ઘોઘાતાલુકો.**

**સિમા**—ઉત્તરે ધંધુકા તાલુકો પૂર્વે ખભાતનો અખાત દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે કાઠિયાવાડ.

**મુખ્યગામ**—ઘોઘા. વાળુકડ ને કગળેજ, બાધી. પડવા, તણુસા, કુકડ, કનાડ.

ખાડી—ભાવનગર.

**બંદર-ઘોઘા.**

**ટપાલ ઓફીસો**—ઘોઘા, વાળુકડ, તણુસા, કુકડ.

**ઘોઘા**—એમા મ્યુનિસિપાલેટી . એની વસ્તી ૬૬૩૮ માણસની છે ને દરિય કિનારે છે. તેથી તેની હવા ઠંડી છે. ત્યાં મીઠા પાણીની તંગાશ છે. એમાં મામલતદારની કચેરી, સરકારી ગુજરાતી નિશાળો, મિશનરી સ્કુલ, કન્યાશાળા ને દવાખાનું છે ત્યા મિશનરી ખાતના પાદરી સાહેબ રહે.

ટીપ—આ તાલુકાના ઘણા ખરા ગામ તાલુકદારી છે.

**પેદાશ**—ઘઉ તથા કપાસ.

## નદીઓ અને તેના ઉપરનાં ગામ.

૧ **સાબરમતી**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખભાતના અખાતને મળે છે. તેના ઉપર આરાણુ, આદ્રા, અમદાવાદ, સરોડા ને કાસીંદ્રા ગામ છે.

૨ **હાથમતી**—મોહકાઠના પહાડમાંથી નિકળી, સાબરમતીને મળે છે.

૩ **વાત્રક**—બાયડ અને ગાગટ પાસે થઈને વહે છે, ને તે સાબરમતીને મળે છે.

૪ **માઝુમ**—મોડાસાની પાસે વહી વાત્રકને મળે છે. એના ઉપર મોડાસા ગામ છે.

૫ મેશ્વો—એ હરસોલની પાસે થઇને વહે છે ને તે વાત્રકને મળે છે એના ઉપર હરસોલ કુહા, પસુંજ ને વડોલ ગામ છે.

૬ ખારી—દેસાસણ અને લાલપુર પાસે થઇને દસક્રોઈ તાલુકામાં વહી સાબરમતીને મળે છે એના ઉપર રાયપુર, ભુવાલડી, કણભા વગેરે ગામ છે.

૭ ભાદર—એ કાઠીઆવાડમાંથી નિકળી ધંધુકા તાલુકામાં વહી અરબી સમુદ્રને મળે છે એના ઉપર રાણપુરને વાગડ ગામ છે.

૮ ગોમા—એ કાઠીઆવાડમાંથી નિકળી રાણપુર આગળ ભાદરને મળે છે.

૯ ભોગાવો—એ ધોળકા તાલુકામાંથી વહી સાબરમતીને મળેછે.

૧૦ ઊતાવળી—એ બરવાળાની પાસે વહે છે, એના ઉપર બરવાળા ગામ છે

૧૧ નિલકા—એ ભીમનાથની પાસે વહે છે, એના ઉપર ભીમનાથ ગામ છે

૧૨ શેડ (ગોહડ)—એ ચેખલા પાસેથી નિકળીને સાણંદ તાલુકામાં વહે છે.

ખંભાતના અખાતને [illegible] ી—સાબરમતી ભોગાવો

સાબરમતીને મળનારી—હાથમતી, ખારી, વાત્રકને ભોગાવો.

વાત્રકને મળનારી—મેશ્વો ને માજુમ.

ભાદરને મળનારી—ગોમા.

### વહેળા તથા તળાવો.

ઓખ—એ નામનો વહેળો પ્રાંતીજમાં છે.

અગાસર ને મુનસર—એ નામનાં તળાવ વીરમગામમાં છે.

નળ સરોવર પાસે દુર્ગી ને મેણી ગામ છે

મલાવ—એ તળાવ ધોળકામાં છે.

# મોટાંગામ.

**પ્રાંતીજ.** હરસોલ, ઓરાણ, મોનાસણ ધડકણ, બાલીસણા, ખેરોલ, ઘડી, પુંધરી, વદ્રાડ, વાઘપુર, ફતેપુર, તલોદ, બોભા, આંત્રોલી. **મોડાસા.** દેહેગામ, ધનસુરા, સાયરા, સાકરીઆ **વિરમગામ** દેત્રોજ, ઓગાણ, ગોરેઆ, રામપુરા, સિતાપુર, છગીઆર, કુકવાવ, ઝાંમરવા, ભોઈણી, દેકાવાડા, વિઠલાપુર, કાંઝ, ભંકોડા, સિહોર, બોજવા, માંડલ, પાટડી, ખારાઘોડા. **ધોળકા.** ચલોડા, બદરખા, **સરોડા,** ધોઠા, વાસણા કેલીઆ, આંબલીઆરા, બાવળા, કોઠ, ગાંગડ, સાથળ, કેરાલા, રાસમ, ભાયલા, છબાસર, કાવીઠા, જલાલપુર, ત્રાંસદ, ડોકા, નાનીમોરૂ, ફિનેલીઆ, ગુંદી બગોડા, વારણા, વટામણ, **રૂપાલ. સાણંદ.** **અમદાવાદ** ઉંવારસદ વટવા, કુહા, નરોડ, બારેજા, જેતલપુર વલાદ, ગોમતીપુર, અસલાલી, ગામડી, હિરાપુર, કણભા, કુબડથલ, ઝુવાલડી, પસુંજ, વહેલાળ, રાયપુર, રાણીપર, વાડજ, વેજલપુર, ગીરમથા, પાલડી, મહીજડા, અસારવા, પીરાણા, રામોલ, ચાનખેડા **સિરોલી,** ચોમર, જુડાલ, હાથીજણ, વાંચ, નિકોલ, કણીગામ. **ધંધુકા.** ધોલેરા, રાણપુર, ખસ, રોજકા, નાગડકા, ખરડ, અડવાલ, લાગડ, પીપળી, ગાફ. બડીઆદ, રોજીદ, પોલા-પુર, ફદુકા. **ધોધા.** **કપડવંજ.** **સાણંદ.** સખેજ, ગોધાવી, ચોરવડોદરા, કામીદ્રા, **વિઝાપુર,** મોડાસા, સીલજ, થલતેજ, વણઝર, ભાન, મખીઆવ, **ભાટોડી,** આંબલીરોડ.

---

## પૂનરાવર્તન પ્રશ્નો.

૧ ગામ એટલે શું ? તમે કયા ગામમા રહોછો ?
૨ તાલુકા એટલે શુ ? તમે કયા તાલુકામા રહોછો ?
૩ જીલ્લો એટલે શું ? તમે કયા જીલ્લામા રહોછો ?
૪ ગામમા કોણ અમલદાર રહે ?
૫ તાલુકામાં કોણ અમલદાર રહે ?
૬ જીલ્લામાં કયા અમલદાર રહે છે ?
૭ અમદાવાદ જીલ્લાના કેટલા તાલુકા છે ?
૮ વિરમગામ તાલુકામાં અને પ્રાંતીજ તાલુકામાં કયા પેટા તાલુકા છે ?
૯ પેટા તાલુકામા કોણ અમલદાર રહે ?
૧૦ દસક્રોઇ એને કેટલાક લોક શુ કહે છે ?
૧૧ દસકોશીઓ એ નામ શાથી પડયુ ?
૧૨ સાણંદ તાલુકાની પૂર્વના કયો તાલુકો આવેલો છે ?
૧૩ પૂર્વ દિશા કોને કહે છે ? પૂર્વનુ બીજું નામ શું ?
૧૪ દસક્રોઇની પશ્ચિમે કયો તાલુકો આવેલો છે ?
૧૫ પશ્ચિમ દિશા કોને કહે છે ? પશ્ચિમનું બીજું નામ શું ?
૧૬ ઊગમણી ને આથમણી એ નામ શા ઉપરથી પડયા ?
૧૭ ઉત્તર અને દક્ષિણ દિશા કોને કહે છે ?
૧૮ વાવ્ય ખૂણો કઇ કઇ દિશાની વચ્ચે આવેલો છે ?
૧૯ ઇશાન ખૂણો કઇ કઇ દિશાની વચ્ચે આવેલો છે ?
૨૦ નૈરુત્ય ખૂણો કઈ કઇ દિશાની વચ્ચે આવેલો છે ?
૨૧ અગ્નિ ખૂણો કઇ કઈ દિશાની વચ્ચે આવેલો છે ?
૨૨ દિશાઓ કેટલી છે ? ને ખુણાઓ કેટલા છે ? તેનાં નામ કહો ?
૨૩ આ નકશાની ચારે દિશાઓ અને ચારે ખૂણાનાં નામ બોલી
બતાવો ?

૨૪ આ નિશાળના ચારે ખૂણાઓ, અને ચારે દિશાનાં નામ બોલી બતાવો ?

૨૫ અમદાવાદ જીલ્લામાં બંદર કયાં છે ? ને તે કયા કયા તાલુકામાં આવેલા છે ?

૨૬ બદર એટલે શું ?

૨૭ અમદાવાદ જીલ્લાની ચારે દિશાએ શું આવેલ છે ?

૨૮ પ્રાંતીજ, વિરમગામ, ને દસક્રોઈ તાલુકાની હદ બતાવો ? તેની ચારે દિશાએ શું આવેલુ છે ?

૨૯ ધોળકા, ધંધુકા, સાણંદ ને ધોલાની ચતુર સીમા બતાવો ?

૩૦ અમદાવાદ જીલ્લામાં અખાત કયો છે ?

૩૧ અખાત એટલે શું ?

૩૨ દેત્રોજ અને ભીમનાથ બતાવો ?

૩૩ રાણપુરથી ધંધુકા કઇ દિશામાં છે ?

૩૪ ધંધુકાને ધોળકાની હદ કોણ કરે છે ?

૩૫ અમદાવાદથી ઉંવારસદ જવું હોય તો કઈ દિશામાં જવાય ?

૩૬ મોડાસા કઇ નદી ઉપર છે ?

૩૭ નળ શું છે ? કયાં છે ? તેનું પાણી કેવું છે ? તેમા શું થાય છે ? ને તે શુ કામમાં આવે છે ?

૩૮ મીઠું કયાં કયાં પાકે છે ? તે દરેકને કેવું મીઠું કહે છે ?

૩૯ નિચેનાં ગામ કઈ નદી ઉપર છે ?

ભીમનાથ, બરવાળા, અમદાવાદ, હરસોલ, ઓરાણ, રાયપુર, સરોડા, વૌઠા.

૪૦ ગોળ કયાંનો વખણાય છે.

૪૧ સાબરમતી કયાંથી નિકળી ને કોને મળે છે ?

૪૨ કયા કયા ગામમાં રોજા જોવા લાયક છે ?

૪૩ પ્રાંતીજ, વિરમગામ, ધોળકાને અમદાવાદમાં કયાં તલાવ જોવાં લાયક છે?

૪૪ વિરમગામ તાલુકામાં કેટલી નદીઓ છે?

૪૫ અમદાવાદ જીલ્લામાં કઇ નદીઓ છે?

૪૬ સાતે તાલુકાના ગામ બોલો?

૪૭ વસ્તીના પ્રમાણમાં સૌથી મોટો તાલુકો કયો છે?

૪૮ અમદાવાદમાં કયાં કયાં ઠેકાણાં જોવા લાયક છે?

૪૯ પ્રાંતીજ અને ધધુકા તાલુકામાં કઈ કઈ નદીઓ છે?

૫૦ ખંભાતના અખાતને કઇ નદીઓ મળે છે?

૫૧ સાબરમતી ને કઇ નદીઓ મળે છે?

૫૨ વિરમગામ તાલુકામા જાત્રાના ઠેકાણાં કયાં છે? તેમા શ્રાવક લોકનું જાત્રાનું ઠેકાણું કયુ છે?

૫૩ અમદાવાદમાં કઈ કઇ ચીજો સારી છે?

૫૪ નિચેનાં ગામ બતાવો? તે શાને માટે જાણીતાં છે?
ભીમનાથ, રાણપુર, ગૌઠા, નિંબાડ, બોયણી, પિરાણા, કાસિંદ્રા, અડાલજ, ખારાઘોડા, બરવાળા ને સર્ખેજ.

૫૫ અમદાવાદ જીલ્લામાં જાત્રાનાં ઠેકાણાં કયાં છે?

—સમાપ્ત.—